




# સ્તવન મંજરી.

મુંબઇ માટુંગા ભજન મંડળ માટે

સંગ્રહ કરી છપાવી પ્રકટ કર્તા

કરસનદાસ બાળગોવિન્દ

માટુંગા. મોહન

અમદાવાદ

પીરમશા રોડ ઉપર નિર્મળ પ્રિ

લલ્લુભાઇ ઇશ્વરભાઇએ

સંવત ૧૯૫૮

# શ્રી ભજનામૃત સંગીત.



असित गिरिसमं स्यात् कज्जलं सिंधु पात्रे ।
सुरतरुवर शाखा लेखिनी पत्र मूर्वि ॥
लिखति यदी गृहीत्वा शारदा सर्व कालम् ।
तदपि तव गुणा नामीश पारं न याति ॥

અર્થઃ— ગિરિસમ તુલનાના કજ્જલોએ કરીને,
વિવિધ વિવિધ રંગો સિંધુ પાત્રે ભરીને;
તરવર તૃણુ કેરી લેખનોને ધરીને,
ધરણી સુપટ કેરા કાગળો પાથરીને;
નિશદિન નિત્યપ્રત્યે શારદા વિશ્વમાત,
પ્રભુ ગુણ મહિમાની જો લખે સર્વ વાત. ૧
નહી નહી નહી પામે, પાર તારો અગાધ;
ચકિત મુહિત થઇને, જોડી રેશેજ હાથ. ૨

ભાવાર્થઃ—(નીલગીરી) પર્વત જેટલી શાહી હોય, મહાસાગર જેટલો ખડીયો હોય, સર્વ દેવતાઇ ઝાડોની કલમ બનાવી હોય અને પૃથ્વિપટ જેટલો કાગળ હોય અને સર્વથી શ્રેષ્ટ લેખનકળા નિપુણ શારદા દેવી સદાકાળ લખ્યાકરે, તોપણ હે પરમ કૃપાળુ પરમેશ્વર, વિશ્વવ્યાપી વિશ્વેશ્વર પ્રકાશાત્મ શાંત સ્વરૂપ પ્રભો તારા ગુણાનુવાદનો પાર આવે નહી.

ૐ

શાંતિ, શાંતિ, શાંતિ.

---

ૐ

## નિત્ય પ્રાર્થના.

હે પ્રભુ તમે સર્વોતમ શ્રેષ્ટ છો, અનંત છો, વ્યાપક છો નિર્વિકાર છો, સર્વાધાર છો, સકળ વિશ્વના સ્વામી છો અને સર્વ શક્તિમાન છો; તમો શાંન્તસ્વરૂપ, પ્રકાશાત્મ, સકળ

સત્તાવાન, સ્વતંત્ર, સકળ સુખ સંપન્ન, અજન્મ, અમર અને બ્રહ્મરૂપ છો. તમો સર્વ ગુણોના નિધિ છો તમો દયાના સાગર છો, તમો પતિત પાવન અને અધમ ઉદ્ધારણ છો, તમારો મહિમા અગાધ છે, તમારૂં ડહાપણ અપાર છે, તમે આ બ્રહ્માંડમાં સર્વ નૃપાધિશ છો તથા સકળ દેવોના પણ દેવ છો, તમારી અકળ ગતિનો કોઇ પાર પામી શકતું નથી, માટે હે મહા મંગળકારક અખંડ સચ્ચિદાનંદ પરમ કૃપાળુ પવિત્ર પિતા અખંડાનંદ મહેશ્વર, તમારા ગુણાનુવાદમાં મારૂ મન લય કરી તદરૂપ કરવા અને તમારી સત્ય સેવામાં લીન કરવા અર્થે શુદ્ધ અંતઃકરણના પ્રેમથી હજારો હજાર વાર દંડવત પ્રણામ કરૂં છું. તમારી બ્રહ્માંડ રચના અને તેમાં ક્ષણે ક્ષણે દ્રષ્ટિગોચર થતિ અદભુત સૃષ્ટિલીલા અને પૃથ્વિના વિધ વિધ ચમત્કારિક વ્યાપારનો હું જયારે વિચાર કરૂં છું, ત્યારે મારી અલ્પ બુદ્ધિ પાછી હઠે છે અને તર્ક શક્તિ નિરાશ થઇ નીચું જુવે છે અને બુદ્ધિ ઐશ્વરી શક્તિ જોઈ ચકિત થાય છે અને મન સાનંદાશ્ચર્ય પામે છે, માટે હે પ્રકાશાત્મ, નિરંજન, નિરાકાર, સર્વવ્યાપી, સર્વનિયંતા અને સૃષ્ટિનિયામક પ્રભુ તમે મારૂં રક્ષણ કરો, મારા આધિવ્યાધિ ગુપ્ત મનોવિકારો નષ્ટ કરો અને મારી આશા પાશ વિંટલાયલી વાતાવરણમાંથી, મોહ લાલચ અને વિષયોને દૂર કરો હે ભક્તવત્સલ ભગવાન મને સર્વ ઉપાયથી મૂક્ત કરી સન્મતિ આપો અને મારા અંતઃકરણમાં પવિત્રતા, દયા, દ્રઢતા અને શ્રદ્ધા સ્થાપન કરો કે તેથી કરીને હું નિત્ય તમારી સાચી ભક્તિ અને કેવળ શુદ્ધ ઉપાસના કરૂં, અને તમારા ઉપકારનું સ્મરણ રાખી, લોકહિતાર્થે કાર્યમાં પ્રવર્ત થાઉં અને આ લોક અને પરલોકમાં અક્ષય કીર્તિ પામી સૂખ ભોગવી, હે કરૂણાસિંધુ પ્રભુ, તમારી ભક્તિરૂપ નાવના આધારે મારો ભવસિન્ધુ બીનવિઘ્ને તરી જાઉં એવો આશીર્વાદ આપો.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

# ઈશ્વર પ્રાર્થના.

### પદ. યમન કલ્યાણ તાલ દાદરા.

પ્રથમ વાકો અમરિયે જીને દિનો ગુન જ્ઞાન,
જ્ઞાની ગુન ગાવે સદા ધ્યાની ધરે જો ધ્યાન.

"મૌલાબક્ષ સીરીઝ"

### પદ. રાગ ભૈરવ.

પ્રથમ શરણ જાઉં પરમેશા,
વિઘ્ન હરણા, દુઃખ ભંજના; ધ્રુવ૦
જગન્નાયક આનંદકંદ, સર્વ શક્તિ સર્વાંતઃસ્થ
કૃપા સાગર જો ભક્તાધાર. પ્રથમ૦

"પ્રાર્થનામાળા"

### પદ.

વંદુ વિઘ્નહરા, વિભુ વરિષ્ટ સકળ ઇષ્ટ,
સત્ય સુખદાતા; વંદુ૦
બ્રહ્મગીત ગાઉં નિત્ય, પામુ મુક્તિ સન્નિહિત;
એજ અમારી પ્રણિપત, તું પ્રભુ ત્રાતા. વંદુ૦
સત્ય વ્રત ધારૂં ચિત્ત, રાખુ તવ પદ પ્રીત;
મને તારી છે પ્રતીત, તું વિશ્વધાતા;
જય જય ભગવંન, જય સત્ય ચિદ્ઘન;
રહે તું સદા પ્રસન્ન, પૂર્ણ શાંતિદાતા. વંદુ૦

"પ્રાર્થના કીર્તન"

### પદ. રાગ કેદારો.

મહા મંગલાનંદ દાતા દયાળ, દયાસે કરો રક્ષણો સર્વ કાળ;
વિનંતિ તમે સર્વ ચિત્તે વિચારો, કૃપાસિંધુ સંતાપ સર્વે નિવારો.

"મૌલાબક્ષ સીરીઝ"

### પદ. રાગ મંજરી તાલ દાદરા.

ભગવંત બ્રહ્મ પ્રભૂ, પરિપૂર્ણ વ્યાપ્ત વિભૂ;
સકલ તુમારી શાંતિ, ત્રિભુવન મે દીખાય.

### પદ. રાગ છાયા, તાલ ચ૦ જા૦ તે તાલા.

કરૂ પ્રભૂકો મે પ્રણામ પૂર્ણ પ્રેમ ધરીરે,
એક ચિત્તે વાણિસે ઉચરૂ. કરૂં પ્રભુ૦
અકળ અગોચર ત્રીભુવન વ્યાપક, પ્રભુ હો અંતરયામી;
તુજ યશ મહિમા, ગુણ ગાનેકો વાણી પામે વિરામી.

પદ. રાગ પીલુ.

હમારી સર્વ શુભ બાત આપકો વિદીત હુયે,
તુમે ક્ષમા કરો કૃપા નિધાન યે પ્રતિત હુયે;
હમારી નમ્ર પ્રાર્થના, કૃપા કરી સ્વીકારના,
દયા નિધાન દેવ સર્વ દોષકો નિવારના.

"મોલાબક્ષ સીરીઝ"

પદ.

હવે મને હરી નામથી નેહ લાગ્યો,
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યો રે (૨) હવે૦
માયા મંદિર મારા મનથી મેં મૂકીયાને, ઇંદ્રીના ઓળખાણ મૂકી, (૨)
હેમ હીરાથી હાર મઢેલા તે (૨) ચાલ્યો તે ઉપર મુખે થુકીરે, હવે૦
કોના સૂત તાત કોના માતા ને ભ્રાત સર્વે સ્વાર્થનું સગપણ રાખે,
પ્રાણ ગયા પછી પાસે ન આવે ભાઇ, કાઢો કાઢો મૂખે ભાખેરે. હવે૦

"નરસિંહ મહેતો"

પદ. દરબારી કાનડા.

મેં ભરોસે અપને રામકે, ઓર નહિ કછુ કામકે;
જો ચાહે સો દેત પદારથ, અંત દેત સુખ ધામકે.... મેં ભરોસે.
તુલસીદાસ પ્રભુ આપ દયાળક, ઓર નામ ન કુચ કામકે. મેં ભ૦

"મોલાબક્ષ સીરીઝ"

પદ.

વ્હાલા વેગે આવોરે, દયા દીલે લાવોરે ભીડો મારી ભાગવા હો જી (૨)
અરે નહિ આવો તો (૨) છાના ઉઘાડુ બધાં છિદ્રરે. વ્હાલા૦
આહેરડામાં ઉછર્યા, ગોકુળિયા....માં વાસ;
કાંધે કાળી કામળી, માગી પીતા છાસ;
માતા કેદે મુકીયાં, પુરો મારી આશ.
.........................હુ રાખું તમથી દાવોરે. ભીડુ.
બે માના બે બાપના, નકટા નિર્લજ બાળ;
મહી માખણના ચોરટા, કંસ તણા હે કાળ;
સોડ તજો રાધા તણી, દુરિજન આપે આળ;
ધિરા વેગે ધાવોરે.................................ભીડુ.

"નરસિંહ મહેતો"

પદ. યમન કલ્યાણ...........તાલ ચ૦ ત્રુ૦ તેતાલા.

પ્રભૂ મેરા ધ્યાન લાગ્યો ચરણુ પર. પ્રભૂ મેરા૦
મનકો હે શાક્ષી તું સુજાન. પ્રભૂ મેરા૦
મેરી મંદ મતિ શુદ્ધ હોવે તુમસે, દીનરક્ષ દીનકે દયાલ;
ઉપકારો મોપે કરો...રહે તેરે સદા, સદા ચરણુકો ખ્યાલ. પ્રભૂ.
સકલ જગત પાલન કરત જીવ જંતુ જાન. પ્રભૂ મેરા૦
પરમ ઇષ્ટ બ્રહ્મકી અસ્તુતી ગુન ગાયન.

પદ. દેશ.

હે મન મેરા હરી ભજ નિજ ખટપટ સબ તજ,
સ્થીર કર ચિત્ત ! હે મન મેરા૦
યા જગ દુઃખરૂપ સબ જન જાનત તુ નાહિ સમજત,
ચલતા વિપરીત. હે મન મેરા૦

પદ.

સૃષ્ટી કરતા રબકે સીવા કોન હે કહોતો સઇ,
ભ્રમસે ભૂલ પડી ગ્યાનસે કહો તો સઇ. સૃષ્ટી કરતા૦
પરમેશ્વર પર ઉપકારી, પરમાત્મા પર હીતકારી;
આદિ અંત વોઇ હે ફીર કોનહે કહોતો સઇ. સૃષ્ટી કરતા૦

"મોલાબક્ષ સીરીઝ"

પદ.

વહાલા તમે આવો મારી દ્રષ્ટે,
કરૂં દીન અરજી વિઠ્ઠલ વરજી ઉભોછું હું આશે વહાલા.

અંતરાઃ-

બની પ્રણુત પાલ પ્રસિદ્ધજો આ પ્રણુતને નહિ પાળશો,
બની દીન બંધુ દીનને, જો શ્યામ નહિ શંભાળશો,
કરૂણા નિધાન બની હવે જો કાંઇ કરૂણા નહિ કરો,
તો આ ત્રિલોકીમાં તમને નિંદશે અગણિતનરો,

" પ્રાર્થના માળા "

પદ.

આવ્યો ત્રિભુવનપતિ તમ શરણે
મારૂ ચિત્ત ચોટયું તમ ચરણે........ટેક.

આશ્રય મુજ અવિનાશી તમે છો.
સ્તુતિ મમ ધરજો શ્રવણે. આવ્યો.
ભક્ત વત્સલ ભગવાન તમારો;
કૃષ્ણ ઝીલે પ્રેમ ઝરણે. આવ્યો.

" પ્રાર્થનામાળા "

પદ.

મુક્તિ શુભ મળશેરે, રટતાં શ્યામ નામ. મુક્તિ.
પ્રેમથી પ્રસન્ન થશે ઘનસ્યામ;
કૃષ્ણજી પૂર્ણ કરે મન કામ.
દિન દિન દીન બની સ્તુતિ કરતાં;
ધ્યાન ઉરે એ એકનુ ધરતાં;
સુખ થાએ દુઃખ જાએ, ઉર આરામ. મુક્તિ.

પદ.

શ્રીકર શ્રીધર શ્રીનિવાસ, પરમાનંદ,
વસુપ્રદ ભૂશય ભગવંત વિશ્વમૂર્ત્તિ,
વિષ્ણુ ધરણી કેશવ, શંભવ ભાવન ભરતી,
સ્થાણુ સ્વયંભુ ધાતા વિધાતા, પુંડરીકાક્ષ,
સત્યમૂર્તિ, પ્રભુહરી, વામન, માધવ મધુસુદન;
ઉપેંદ્ર, ગોવીંદ, ક્ષમ સર્વદર્શી, મહિપતિ,
મુકુંદ, ગોપાલ, ભૂરીદક્ષીણ, મોરારી;
ચક્રધર, ગદાધર, જગદગુરૂ, શ્રીગર્ભ, શોકનાશન;
ગિરિધર, અક્ષય, અજરામર, અવિકારી કૃષ્ણ, ભક્તવત્સલ
વાસુદેવ, હૃષીકેશ, અજીત ભૂત મહેશ્વર, [ ગુરૂડધ્વજ;
આદિદેવ, અજ સારંગધર, નારાયણ (૩) ગમ.

રાગ કલ્યાણ.

શંકર, સુખકર, ભયહર દુઃખહર, દીનાનાથ હિતકારી; શંકર (ધ્રુવ)
ઓ આ મનના માલેક, હાથ જોડી હર એક, નમે છે નામ પુકારી. શં.
ધરતીને આકાશ સરજાયાં તુજથી, થયાં અમો ઉપકારી. શંકર૦
નેકીની શેશાનીમાં બદીની કીસની ડુબાડ ઓ જગધારી. શંકર૦

'પ્રાર્થનામાળા'

( આ તારા વચનો સારા હેતે શાંભળતાં—એ રાગ. )
લાગી લગ્ની મારી હેતે હરીશુ, ભાગી ભવ રોગ કેરી ભીતીરે. હવે.
કનકને કાન્તાનું કપટ જે કારમુંજી,
બાધાને નાખીઉં મેં ખીટી રે. હવે લાગી.
સ્વપ્નાસમ સુખ સઘળાં, લાગે સંસારનાંજી,
બાજી જંજાલ જગની જીતીરે. હવે.
હરતાં ને ફરતાં હું, વ્યહવાર કરતાંજી,
ગાઉ ગુરૂ દેવ કેરી ગીતી રે. હવે.

'ચંદ્ર'

### ભૈરવી ગજલ.

શ્રીહરી લે હાથ મારો દીનપર કરૂણા કરી,
દીનપર કરૂણા કરી, દીનપર કરૂણા કરી. શ્રી હરી લે.
સંસાર સાગરમાં અરે, અથડાઉછું હું કષ્ટથી;
પણ પાટીઉં તુજ નામનુ છોડુ નહિ હુંતો જરી. શ્રીહરી લે.
તુંતો કહી વિસ્મરણથી મૂજ રંકને દેશે તજી,
પણ આ કમલ ભાનુ વિના તલસી નક્કી જાશે ખરી. શ્રીહરી લે.
માત તાત સર્વસ્વ મારૂં માનું હું તારા વિષે,
માટે ઘટે નહી તૂજને નિજ બાલ જાઉં વીસરી. શ્રીહરી લે.
હૃદય દાસ કૃષ્ણ તણુ છે સદા હે પ્રભુ પાસ તારી,
ખેંચી લે કર માહરો જાઉ હુ આ ઉદધિ તરી. શ્રીહરી લે.

'ભજનામૃત'

કરૂણા કરો રે કૃપાળ, માગુ હુ પાપ ક્ષમારે પ્રભુ. કરૂણા૦
પતિત પાવન પરમ પવિત્ર, ભક્ત તણા પ્રતીપાલ;
શાંત સૌમ્ય સાત્વિક ગુણરૂપે, દર્શન દ્યો હે દયાલ;
માગું હું પાપ ક્ષમારે પ્રભુ. કરૂણા કરોરે૦

'પ્રાર્થનામાળા'

જગદીશ્વરને હું વંદુ, પ્રભુ ભવ તારો રે, (ધ્રુવ)
શરણાગતનું રક્ષણ કરશો, હે કરૂણાના સિંધુ. જગ૦

સપ્રેમાંતઃકરણ થકી હું, નમું પ્રભુ ચરણારવિંદુ. જગ૦
અવગુણ ઉપર લક્ષ ન દેશો, દીનવત્સલ દીનબંધુ. જગ૦
પરાભક્તિની લેહ મને લાગી, પ્રભૂ પદમાં આનંદુ. જગ૦

'પ્રાર્થનામાળા'

### પદ.

વિષય સુખે મન તૃપ્તિ શું માને,
તવ ચરણામૃત પાન પિપાસીત, ફૂલ નથી ધન જન માને;
હૃદય પિપાસુ સદા પરમેશ્વર, પાદ કમળ મધુ પાને;
ન જોઇએ કોઇ બીજુ, મધુકર તજી મધુ, ધાય શું તે જલ પાને;
પરિ હરી વિષમય વિષય પ્રલોભન અનુદીન રહુ તુજ શરણે;
હૃદય થાળ ભરિ પ્રીતિ કુસુમ, ધરિ અર્પું પ્રભુ તુજ ચરણે.

'પ્રાર્થના સંગીત'

### દરબારી કાનરો.

હરી ભવસાગરથી તારો.
સાર ન દીઠો કાંઇ સૃષ્ટિમાં, તુજ વિણ એકે સારો. હરી.
પાપ કાગ પ્રેમેથી પાળ્યો, પૂણ્ય પોપટને અંતે માર્યો. હરી.
મગરૂરીમાં હુ મરડાયો નથી રહ્યો કંઇ આરો. હરી.
કામ કપટીને કોડે કીધો પ્યારો સુહૃદ મારો,
ક્રોધ લોભ મદ મોહ સર્વદા, કાંધે ઉચકનારો. હરી.
ભોગ વિલાસ વિષે મે માન્યો ઉત્તમ આ જન્મારો,
ગુરૂજન સગાં સંબંધીને દીધા નહિ તે આવકારો. હરી.
ભલો ભૂંડો પણ હું છું અરે ખર બાળક નાથ તમારો;
માટે દાસ કૃષ્ણ મને રહેમ કરી ઉગારો. હરી.

'ભજનામૃત'

( મારા મનમાં તનમાં ભર્યો છે ઠર્યો છે ) એ તર્જ.

પ્યારા પ્રભુને પ્રણવું વિનવું દુઃખ સદા દૂર થાવા.
વળી જાણીને તેના ગુણ સાથે સ્તવું સમીપમાં જાવા. પ્યારા.
અગ્નિ વરૂણ પ્રજાપતિ ઇન્દ્ર મિત્ર સુપર્ણ ને ચંદ્ર;
બ્રહ્મા વિષ્નુ શિવ નામ ઘણેરાં કામિક ગૌણિક ભાવા. પ્યારા.

'ભજનામૃત'

પદ.

પ્રભુ પદ પંકજ વંદુ, જગદીશ્વર જગવંદ્ય દયાળા,
દીનવત્સલ દીનબંધુ, પ્રભુ પદ પંકજ૦
નિર્મલ મનથી નિત્ય તમારૂ, સ્મરણુ કરી આનંદુ, પ્રભુ૦

" પ્રાર્થનામાળા "

પદ.

મંગલ પદ પામુરે, વંદુરે વંદુરે અતિશય વિનય થકીરે, મંગલ.
કરૂણામય મૂર્તિરે, કૃતિદે ધૃતિદે ગતિદે નીતિદે પ્રીતિદે ભક્તિદે,
રાખુ ઉમંગરે, ધન્ય ધન્ય ધન્ય ધન્ય પ્રભૂ ફલદાતારે. મંગલ૦

પદ.

તારો તારો પ્રભૂ તારો મનેરે તારો ત્રીભોવનનાથ,
ભવસાગર માંહી ભમુંછું કૃપા કરી ગ્રહો હાથ. દયાસિંધુ.

પદ.

જય જય બોલો જગદીશનો તમે, મંગળ મહિમા ગાવો;
નિર્મળ મનથી નમન કરીને, શરણુ પ્રભૂને જાઓ,
પ્રસાદ તેનો પામોરે, પરમ પ્રેમામૃત પાને. અજ્ઞાની.

પદ.

દીનનો દયાલ છોડી, કોને શરણુ જાઉં;
માત તાત જાણી પ્રભુ, ચરણુ પ્રતે ધાઉં,
પામીને પ્રસાદ પૂર્ણ, કૃત કૃતાર્થ થાઉં;
એક નામ નિરાધાર સોહિ દાન માચો. દીનકો દયાલ૦
એક નામ કબીર, ધ્રુવ પ્રલ્હાદ કાજ,
સંતનકી ભીર ભઇ તુહી રાખ લાજ. દીનકો દયાલ૦

પદ.

સ્તવન વિભુ તુજ સાચુંજ તમારૂં,
નિત્યના ચરિત્ર અદભૂત ભાળી, સ્તવન વિભુ તુજ સાચુંજ.

અંતરો.

ગતી મતી અતી સૂખ દીયોને, સર્વદા સૂખકારી,
કૃતી વિભૂની ન્યારી સારી; જાઉં તૂજપર વારી વારી. સ્તવન૦

તન મન ધન અરપણુ તુ પીઆરી પીઆરી આકૃતી આ મનહર;
કરતા સૂખનો, હરતા દુઃખનો વિભુ તું. સ્તવન વિભુ૦

પદ.

નિરધનકો ધન રામ હમારો. ધ્રુવ૦
જળ નાહી બુડત, અગન નાહી દાહત;
એસો હરીકો નામ. હમારો નીરધનકો૦

પદ.

હરી જપીએ નામજ કોઇ,
નીરાકાર નરભે નારાયણુ, પરીબ્રહ્મ પરશોતમ સ્વામી; હરી૦
કૃષ્ણુ કનૈઆ વિષ્નુ ચતુરભૂજ, ગોવરધન ગીરીવર ગીરીધારી,
કમળાપતી વૈકુંઠ ગામી. હરી જપીએ.

પદ.

નમામી શંકર ઇશ ચરણે (ધ્રુવ)
અર્ધાંગ ઉમીઆ, ગંગ છે શીર, શશીકળા, નીરમળા, મેખલા,
કટીએ વિલસે નાગ ભૂશણુ, દે મતી તવ ચરણે. નમામી૦
ક્રોધો ભાવ રાખો ખરો, સેવા અંગીકૃત કરો;
ભવ ભય દુઃખ હરો વિઘન વિનાશ હરો,
દાસ દાન થાય લીન, નીશ દીન દે મતી તવ ચરણે. નમામી.

પદ.

અદ્ભૂત રચના શી અહા, પ્રભૂ શી બલીહાર,
તારણુ, મારણુ તું, જગકારણુ તારણુ તું,

અંતરો

જેનો જગમાં તું આધાર, પણુ વ્યાપક છે વિશ્વ મોઝાર,
ભૂમંડળનો આ વિસ્તાર, શરણાંગતનો પાલણુહાર. અદભૂત.

પદ.

મૂજ દ્રવ્ય હરિ મુજ રત્ન હરિ, હરિ ખોળું સદા બહુ યત્ન કરી;
હરિ પ્રેમ સુધારસ પાન વિના, તરવો શી રીતે ભવસાગર આ.

'પ્રાર્થના માળા'

પદ.

હરિ બિન કૌન તિહારો સહાઇ (ધ્રુવ૦)

ધન ધરની ઔર સંપત સગરી, લંપટ કર્યાં ઇન્હ માંહી. હરિ.
તન છૂટે કછુ સંગ ન જાએ, તામેં કૌં લપટાઇ. હરિ.
દીન દયા ધન સબ દુખ ભંજન, તાકર્યાં રૂચી ન બઢાઇ. હરિ.
નાનક કહે અસાર જગતમેં, મત ઉરજિયો અતિ ભાઇ. હરિ.

પદ.

હરી મેં તો થકીકે શરન તવ આયો.
સામ્ય કૃપા બરખા સમ દેખત, જગપતિમાં મન ભાયો. હરી.
ઘર ઘર જડપે ફિરત દીવાને, કપટિનકો ભરમાયો;
મમ હાથપર નકોરી બેરીયાં, સાહુકકો ઇમ ધાયો. હરી.
તોર દીયો મન ઓરકો માની, બહુપે શીશ નમાયો;
બહુ ધન દેત ન ફિરકે કિયો જબ, સાક્ષીને મોયે સમજાયો; હરી.
તુમ બિન કોઇ કછુ કરી ન સકતયો, શ્રુતિએ સત્ય બતાયો;
સમજ પરી અબ તોયે ન તજહું, જીવનકો ફલ પાયો. હરી.

પદ.

ન જાણું મંત્રો, નહિ પ્રભુ હું જાણું શ્રુતિ સ્મૃતિ,
ન જાણું યજ્ઞાચ્છાઓ નહિ હરિ જાણું જપ વિધિ;
ન જાણું હું ગાનો નહી વ્રત વિધાનો ન યમન,
પરંતુ હુ જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૧
ન જાણું સાહિત્યો, નહિ વિદિત છે ભેદ રસના,
ન શબ્દાલંકારો નહિ પદ ક્રમે કાવ્ય રચના;
ન જાણું હું યોગો, નથિ કદિ કિધું શાસ્ત્ર શ્રવણ,
પરંતુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ. ૨
ન જાણું હું તંત્રો નહિ બલિપ્રદાનો હવનના,
ન જાણું હું સૂત્રો, નહિ અનુક્રમે મંત્ર રચના;
ન જાણું વેદાંગો નહિ વિધિથી સ્વાધ્યાય યજન;
પરંતુ હું જાણું શરણ પ્રભુનું કષ્ટ હરણ.

પદ.

તીર્થ યાત્રાથી પ્રભુ નવ મળશેને, મળશે ન કર્યે અપવાસ,
નાચે કુદેથી તે નવ રીઝાશે, જાશે તે મિથ્યા પ્રયાશ,
પાપ નહિ ધોવાશેરે, ગંગા યમુના સ્નાને. અજ્ઞાની.

પદ.

કર્તા હર્તા ભર્તા સ્વામી છે મોટો, તેને શરણે રહી સૂખી થાઓ,
લોક નિંદાનો તમે ડર ન રાખો, સત્યને સદા તમે સાહો,
લાવ્હો લઇ આ દેહનોરે; ચઢો પુણ્ય સો પાને. અજ્ઞાની૦
સત્ય સનાતન સ્વામી છે એક, તેની સેવા કરો સર્વ કાળ;
ભાઇ ભાવ સર્વ જન સાથે રાખો, જાણી એક પિતાના છે બાળ,
વહાલ વધશે પ્રભૂનોરે, પોચશો પરમ સ્થાને. અજ્ઞાની૦

પદ.

ગાઇએ તમારૂ નામ, રચ્યું છે જેણે વિશ્વધામ,
દયાનો જ્યાં નથી વિરામ, વરસે નિયત ધારા, ગાઇએ૦
જ્યોતિ જેની ગગન ગગન, કીર્તિ વ્યાપી અતુલ ભૂવન,
પ્રીતિ જેવી પુષ્પિત વન, કુસુમિત રંગ સારા. ગાઇએ૦
જેનો ગુણ પારસ રતન, પાપી જન મન તાપ શમન,
પ્રસાદ જેનો પ્રણુત ભક્ત જન સૂખદાતા;
અંતહીન નિર્વિકાર મહિમા પ્રભુ અપાર,
મુનિજન મન વચન થાકે, તારા યશ ગુણ ગાતાં. ગાઇયે.

પદ.

હે પ્રભુ ત્રાતા મંગલદાતા, દુખ હરતા સૂખકારી; હે પ્રભુ૦
શીઘ્ર નિકાલો અસત માર્ગસે, જગકે સબ નરનારી;
સત્યયમેં નિત કરો અગ્રસર, ભ્રાન્તિ હરો યહ સારી. હે પ્રભુ૦
મુક્ત કરો પ્રભુ અન્ધકારસેં, દેખેં જ્યોતિ તુમ્હારી;
મૃત્યુહરો અમૃત બર દેઓ, હે દીનન હિતકારી. હે પ્રભુ૦

પદ.

તુમ્હીં નિત્ય, તુમ્હી સત્ય, તુમ્હી ઇશ, તુમ્હી મહેશ;
તુમ્હી આદિ, તુમ્હી અન્ત, તુમ્હી અનાદિ, તુમ્હી અશેષ. તુમ્હી.
જલ સ્થલ, મરૂત વ્યોમ, પશુ મનુષ્ય દેવ લોક;
તુમ્હી સબકે, સૃજનકાર, હૃદાધાર, ત્રિભુવનેશ. તુમ્હી.
તુમ્હી એક તુમ્હી પુરાણ, તુમ્હી અનન્ત, સૂખ સોપાન;
તુમ્હી જ્ઞાન, તુમ્હી પ્રેમ, તુમ્હી મોક્ષ, તુમ્હી મહાન. તુમ્હી.

પદ. રાગ યમન બીલાવલ.

પરમ દયાળ દીનાનાથ સત્પ્રેમેં, ભજ શ્રી ભગવાન, (ધ્રુવ)

સકળ વિધિ વ્યર્થ જાણુ, અનુદિન સ્મર કૃપાધાન;
ભવસિંધુ તારક તોચિ જનાર્દન. પરમ.

પદ. રાગ યમન ખીલાવલ.

સૂચના તુજ કિર્તિ રે કરૂંગા હરિ વારંવાર, (ધ્રુવ)
કરૂણાકર તો ન દુજા પતિત પાવન જયાચે નામ;
અનન્ય ભાવે ગાતાં ધ્યાતાં, કૃપા કરી સૂખધામ. ૧
જો જગદ્દેતરી તો તુજ અંતરી પાહેં કરી વિચાર,
પાપ તાપ સંહરતો ભજનેં કરીતો જગદુદ્ધાર. ૨
ગોપાલાત્મજ સુખદા ભક્તિ, પ્રેમાચા આહિક;
મૂઢ મના હે કિર્તિ સિકવું તુજ, અજૂન તરી આઇક. ૩
"પ્રાર્થના સંગીત"

પદ. રાગ ( આશાવરી. )

અરે મન ભજ તું હરીકો ભાઈ, ધન જન આવે સાથ ન કોઈ;
નશ્વર સૌખ્યકે આધિન હોકે, કૌન ન્યુનતા તૂને પાઈ; અરે. ૧
સુખ શાંતીકા શાગર પ્રભુ હૈ, જહાં નહી કછુ કમતાઈ. અરે. ૨

પદ ( આશાવરી. )

દીનનકો હરિ નામ (હમારો) દીનનકો હરી નામ (ધ્રુવ)
દીન તિરસ્કૃત મૂઢ પતિતકો, પ્રભુહી જનની તાત. હમારો૦
નામામૃતકે નિત્ય પાનસે, પ્રાણુ ભયો બહુ શાંત. હમારો૦
ભવકાનનમે મૂનીજન દર્શિત, ભક્તિ માર્ગ અભ્રાંત. હમારો૦
વહી માર્ગકો અનુસરનેસે, હોવે જન્મ કૃતાર્થ. હમારો૦

પદ ( ભૈરવી. )

ભજ મનુજા ભગવાનૂ, કૃપાળુ ભજ મનુજા ભગવાનૂ; ધ્રુ૦
ભાવે સ્મરતાં પદકમળાનેં, રાખતસેં ધરીં જ્ઞાન. કૃપાળુ. ૧
પ્રેમળ ભજનેં પ્રભુ ગુણ ગાને, સાંડુનિયાં અભિમાન. ૨
નિશ્ચય હ્યા પહિં દઢતર હોતાં, કિમપિ નસે તુજ વાણુ. ૩
જાણુનિ સ્વહિતા સાધાયા કરી, પ્રભુ ચરણીં સંધાન. ૪

રાગ. ભૈરવી તાલ ત્રીવત.

વદ વદ વદ વદ રસને, નામ મંગળાચે,
કર કર કર સાર્થક યા, અતુલ જીવનાચે. ધ્રુવ. ૧

તોચિ દીનબંધુ હરિલ, કરૂનિ કૃપા કુમતિ અખિલા,
સદ્ભાવેં હૃદય ભરિલ, સ્વાય સેવકાચે. વદ વદ. ૨
કોણુ પ્રભુ વિણુ સદય, સત્કાર્યાં દેઇલજય,
ઘોર દુઃખ ટાળિલ ભય, દીન અનાથાચે. વદ. ૩
આઠવિં તરિ જગદીશ્વર, તોચિ એક ભવભયહર,
ભજન અતિ પ્રેમલ કર, નિશિદિનીં તયાચેં. વદ. ૪

રાગ. ભૈરવી તાલ ત્રીવત.

વદ નામચિ તેં સાર, રસને વદ નામચિ તેં સાર. ધ્રુ.
ગોરસ મધુરસ ઇક્ષુરસ સુધારસ, નવ રસ તેહિ અસાર. રસને.
તલ મળસી કિતી કરિસી કીંહે, વેડે વેડે ચાર. રસને.
ભક્ત મયુર કૃપાધન ઇશ્વર, ઉઘડિલ મૂક્તિદ્વાર. રસને.

રાગ, ભૈરવી તાલ ત્રીવત.

રાહે સદા પ્રભુ પાર્યાં, મન રાહેં સદા પ્રભુપાર્યાં, ધ્રુ.
સુખ સુખ મણુના જોડિસિ વિષમાં, પરિ દુઃખ ચિતેઠાઇ. મનતું.
વિદ્યા ધન જન માન પ્રતિષ્ટા, શાશ્વત એકહિ નાહીં. મનતું.
દીન દયા ધન પાવન ભાવેં, નિર્મલ હોઊનિ ધ્યાઈં. મનતું.
ભક્તિ રસીં શાશ્વત સુખલાભે, ન મિલે અન્ય ઉપાઈં. મનતું.

રાગ ધનાશ્રી.

મંગળ ગુણુગાન કરૂં મંગલ ગુણુ દીન શરણુ ભવભય હરણુ
ભાવ બળેં જોડું પ્રેમે સુખદ પ્રભુ દીનોદ્ધાર. ધ્રુવ.
કરૂં સજ્જન સંગતિ પાપ તાપ નાશ કલ વાસના નિર સૂનિ.

રાગ. યમન

કાહે મન હરીસેં ન કરત પ્રીત, અજબ કવન યહ તેરી રીત. ધ્રૂવ.
કપટી અરિસંગ સુખસેં ખેલત, જનનીસે હોવત ભય ભીત. કાહે.
ક્ષણુભંગુર યહ વિષય જાનકર, છાંડ ત્વરિત તું સબહિ કુનિત.
દીન દયાધન પ્રભુકા અનુદિન, સુખશેં કરતું યશ સંગીત. કારે.

રાગ બેહાગ—તાલ ત્રીવટ.

ભજનામૃત રસ રસને ભરાવા. ધ્રુવ૦
સર્વાંતર્ગત શ્રી પ્રભુ વ્યાપક, જાણુ નિયાં પદીં ભાવધરાવા. ૧
નયવ દ્વારે હૃદય ભુવનીં સચ્ચિત્સુખધન પૂર્ણ શિરાવા. ૨

દવનાથ પ્રભુ અલખ નિરંજન, પ્રેમ ભરે નિજ આમ કરાવા. ૩

રાગ સોહોની તાલ સૂરભક્તા.

હૃદય (ધાંવ રસ ભરે) ૨ જેથેં પરમેશ્વર નિત્ય સખાતવ;
પ્રિય સૂખકર રે. ધ્રુવ૦ ૧
ભ્રમવિ વિશાલ બ્રહ્મ ચક્ર અતિ સુંદરરે,
અનાદ્યંત મહેશ અક્ષરે. ૨
ધરણિ સમુદ્ર શૈલ ભગણ શશી દીનકરરે,
સદા ગાતિ યશ તદીય મનોહર રે. ૩
ચહું દિશિં ભજતિં કૃતાર્થ હોતિં જન તત્પરરે,
ન જાણે પરિ તદંત બુધવર રે. ૪
વદ પડલા કસા તયાચા હૃદય વિસરરે,
અભાવિકાસિ હા પ્રપંચ અતિલ દુસ્તરરે. ૫

રાગ. કાળંગડા તાલ ત્રીવટ.

પ્રીતિ ધરી હરી પાયીં, મના રે પ્રીતિ ધરી હરી પાયિં. ૧
પ્રભુ ચરણી તવ પ્રેમ જડાયા, સંત સમાગમીં રાહી. ૨
સારાસાર વિચાર કરૂની, ભજન પરાયણ હોઇ. ૩
સુટલા સુટલા મોહ નિયાલા, પ્રભુ પદ કમળ રાહીં. ૪

રાગ. દેશ તાલ ચોતાલ.

અરે મન તુંહી, ભજરે ભજરે સાહેબકો નામ. ધ્રુવ.
જ્યા કારન તોહે, પ્રભૂને રચ્યો હે, સોતૂં નાહીં કરતહૈં કામ. અરે.

રાગ. ખમાચ તાલ ત્રીતાલ

સુમરન કરલે મેરે મના તૂં સુમરન કરલે;
બિતિ જાત ઉમર પ્રભુ નામ બિના. ધ્રુવ૦
પંછી પંખ બિના હસ્ત દંત બિના નારી પુરૂષ બિના;
વેસ્યા પૂત્ર પિતા બિન હીના, તૈસે પ્રાણી પ્રભૂ નામ બિન. ૧
દેહ નયન બિન રૈન ચંદ્ર બિના ધરતી મેઘ બિના;
જૈસે પંડિત બેદકુ હીના, તૈસે પ્રાણી મભૂ નામ બિના. ૨
કુપ નીર બિના ધેનુ ખીર બિના મંદર દીપ બિના;
જૈસે તરવર ફુલ બિન હીના, તૈસે પ્રાણી પ્રભૂ નામ બિના. ૩
કામ મોહ મદ લોભ નિહારો, છાંડો ક્રોધ અબ સંત જના;

કહે નાનકશા સુન બંધુ મંતા, જા જગમેં કોઇ નહીં આપના. ૪

### રાગ જયવંતી તાલ ત્રીવટ.

દયા સાગર પિતા કરૂણા નિધાન,
વિસરૂ નકો મના વિસરૂ નકો ક્ષણ. ધ્રુવ૦
રોગ શોક પાપ દુઃખી, તોંચિ ઠાકે સંમૂખી,
સોડુનિ દુર્બલ સૂગ નારી કરિત ગમન. દયા
ઉઘડોનિ હૃદયદ્વાર, હાંક મારી વારંવાર,
દેંઇ પ્રીતિ ઉપહાર કરી દર્શન. દયા.

### રાગ. જંગલા તાલ ત્રીવટ

અરે મન રમોન પ્રભુકે ભજનમે. ધ્રુવ.
ભટકત ફિરત સ્વાનકી નાંહિ, ઉદર ભરતકે જ તનમે. ૧
બાલાપન લડકન સંગ ખેલ્યો, આયા બુઢાપા બદનમે. ૨
નાહક કષ્ટ દીયો જનનીકો, જન્મ ગમાયો બાતનમે. ૩
કહુત કબીરા સૂનો ભાઈ સાધો, જો નર પ્રભુસેં બેમૂખ હોંઇહૈં.
સૂખ નાંહિ મય હૈં સપનમેં. ૪

### રાગ માઢ.

દયા સિંધુ તારે બારણે પુકારૂં દીન બાળ, કૃપાસિંધુ દીનબંધુ.
તારે બારણે પુકારૂં દીન બાળ.
દીન ઉગે વળિ સાંજ પડેરે, વેગે વીતી જાય કાળ;
અજ્ઞાનિ સમજુ નહી રે, કરો પ્રભૂ તમે પ્રતિપાળ. દયાર્સિ. ૨
શું કરવાને જન્મ દીધોરે તેનો કરૂં છું વિચાર,
કરવાનું તે કીધું નથી રે ફ્રુટી પડયો અવતાર. ૩
માત પિતા લાડી લાડી માગુરે નવ કરો કદી રીસ,
પતિતપાવન છો તમેર સદા સાહ્ય કરો જગદીશ. ૪
ક્ષમા કરો પાપની પ્રભૂરે કીધા જે આજ પર્યંત,
હવે ફરી ફરી નહી કરૂંરે, તારો મને ભગવંત. ૫
તારો તારો પ્રભૂ તારો મનેરે, તારો ત્રિભૂવનનાથ,
ભવસાગર માંહિ ભમું છું કૃપાકરી ગ્રહો હાથ. ૬

'પ્રાર્થનામાળા'

પદ.

કૃપાલુ પ્રભુ તારો મ્હારા નાથ,
મ્હારા દીનદયાલ તાત, મ્હારા મંગલ મય મહારાજ. ધ્રુવ.
પાય તરંગે જાઉં વહ્યો હું, ભવસાગરમાં અગાધ;
તુજ વિણુ અન્ય નથી કોઇ તારક સાહો મ્હારો હાથ. ૧
કંટકમય જગજાલ વિશે હું ફસિયો છું તુજ દાસ,
મૂક્ત થવા તુજ આશા ધારૂ, નવ કરશો રે નિરાશ. ૨
દગ્ધ કરે છે મૂજ આત્માને, સંસારાગ્નિ કરાલ;
એ અગ્નિ શમવા વરસાવો, પ્રભુ કરૂણા જલધાર. ૩
ભવ સાગરથી પાર તરીને, છોડાવી જગ જાલ,
સંસારાગ્નિ શમાવી કૃપાથી, અંકે લ્યો નિજ બાળ. ૪

પદ.

તારવા તમે પ્રભુ સમર્થ છો, જેવો છું તેવો; ધ્રુવ૦
અવગુણ દોષો અપાર નાથ અમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો; ૧
યોગ્યતા નથી તથાપી આશા રાખુ છું તમારી;
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો. ૨
મૂક્તિ પદ માગવાની હામ કેમ ચાલે મારી;
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો. ૩
કરૂણા નિધાન નામ, નાથ છે તમારૂં માટે;
પાપ તાપ કાપો તો કાપવા સમર્થ છો. ૪

પદ.

પાવન કરો પતિત કરૂણામય પ્રભુ મારારે; ધ્રુવ.
અતિ ચંચલ વ્યાકુળ ચિત્ત મારૂ;
અતિશય છું ભયભીત, કરૂણામય પ્રભુ મારારે, પાવન. ૧
આશ્રય અંકિત દાસ તમારો,
પ્રભુ આપો મતિ પૂનિત્ત, કરૂણામય પ્રભુ મ્હારારે, પાવન. ૨
પ્રેમળ ભક્તિ થકી રાખુ,
તુજ પદ પંકજ પ્રાત, કરૂણામય પ્રભુ મારારે. પાવન. ૩
અંન્તર ધ્યાન ધરી હું તમારૂં,
ગાઉ શુભ મંગલ ગીત, કરૂણામય પ્રભુ મ્હારારે. પાવન. ૪

પદ.

તુજ વિના પ્રભુ સંકટ કોણુ નિવારે,
કો સહાય ભવ અંધકારે. તુજ વિના૦
પડ્યા છિયે બંદીસમ મોહ બંધમાં કલુષિત પાપ વિકારે,
વિષય રસે રત તુજ પ્રેમામૃત છોડી મન ભૃંગ વિહારે. તુજ. ૧
આપો કૃપા પ્રભુ, જે કૃપા ગુણથી મૃત દેહે જીવન સંસારે,
પાપ તિમીર વિનાશી, રહો હૃદયે પ્રકાશી, શું પ્રભુ માંગું વધારે.
તુજ વિના૦ ૨

પદ.

જગત પ્રતિપાલક પ્રભુ મેરા. ટેક.
જીનકી ઇચ્છાસેં જલ બરખત, અમિત પ્રબલ ઘન ઘેરા. જગત.
રવિ શશિ અનિલ અનલ જલ ભુમિ, ઇચ્છાસેં સબ ડેરા.
કરહી સ્વકાજ ન પલભર ભૂલે, ફિરહિ યંત્ર જીમિ ફેરા. જગત.
ઋતુ ઋતુભાગ પ્રગટ જિન કિને, સુખ દુઃખ સાંઝ સબેરા.
વ્યાપક આપ અખંડ અકરતા, દુર નહિ નહિ નેરા. જગત.
ઐસે હરિ જો ભજન નિરંતર, તાકો હોત નિવેરા.
સુખ પાવત દુઃખ સ્વપ્નેહું નાહી, મિટત અબુજ અંધેરા. જગત.
જો ભૂલત સોઇ ડૂબત ભવમેં, ઘર ઘરકો વનિ ચેરા;
સચ્ચિદાનંદ બ્રહ્મ નહિ પાવત, કેદી હૈ યમ કિંકર કેરા. જગત.

પદ.

નાથ તારે ચરણુ શરણુ સર્વ જાય, શુભ મહિમા ગુણુ ગાય;
તું વિશ્વ કર્તા તું વિશ્વ ભર્તા, પૂર્ણ કૃપાઓ જણાય;
પ્રેમ થકી તારી ભક્તિ કરે તેના અર્થ સફલ સર્વ થાય. ૧
અદભુત શક્તિ દિસે પ્રભુ તારી, અકળ કળા ન કળાય;
નાથ પ્રભૂ તારી કરુણા થકી સર્વ વિશ્વમાં મંગળ થાય. ૨
આદિ નથી જેનો અંત નથી જેનું માપ કદી નવ થાય;
એક અખંડ અમૂર્ત પ્રભુ સર્વ વેદ શાસ્ત્રમાં ગવાય. ૩
સંકટ સમય સદા ચડી વારે પ્રભૂ રહે સર્વ સહાય;
બાળક દીન અજ્ઞાન જાણી તું હાથ અમારો સાહાય. ૪
મંગલ ભાવ પ્રભૂ તારો દીસે દર્શન દે જગરાય;
માત પિતા અમે પ્રણમિ પ્રેમથી લાગિયે પ્રભૂ તને પાય. ૫

પદ.

વિભુ શ્રેયકરા, કરે વંદન સેવક જન, વિઘ્ન નિકંદન; વિભુ.
કરો દૃષ્ટિ કૃપામય, આપો શુભ કાર્યે જય;
કરો કષ્ટ સર્વ ક્ષય, સચ્ચિદ્ઘન. વિભૂ૦ ૧
બુદ્ધિ શુદ્ધ કરો નાથ, ગ્રહો ભક્તજન હાથ;
પ્રેમમય માત તાત, પૂર્ણ ભગવન.
ઉપાસન ગ્રહો સ્વામી, શાન્તિ આપો અંતર્યામી;
પાય જાઓ વામી, બ્રહ્મ સનાતન. વિભૂ૦ ૨

પદ.

પ્રેમથી પ્રભૂ પદે પ્રણામ સર્વ કરિયે;
દર્શન દ્યો દેવ દયા સિંધુ ધ્યાન ધરિયે.
મંગલ દિન માનિ આજ ઉપકાર સ્મરિયે;
કૃપાઘના કૃપા તમારિ નહિ કહિ વિસરિયે. પ્રેમથી. ૧
પ્રભૂ તમારી પ્રેરણા પ્રમાણે અનુસરિયે;
સૃષ્ટિ નિયમ નિરખિ સદા શાન્તિ રસે ઠરિયે. પ્રેમથી. ૨
હૃદયમાં અમે તમારી પ્રેમ ભક્તિ ભરિયે;
દ્યો સદા સુબુદ્ધિ નાથ દુષ્કૃતિથી ડરિયે. પ્રેમથી. ૩
સત્ય ધર્મ માર્ગથી નવ કદાપિ ફરિયે;
પ્રભુ પ્રસાદથીજ અમે વિશ્વ સિંધુ તરિયે. પ્રેમથી. ૪

પદ. ઠીંઠી.

એક અદ્વિતીય પૂર્ણ બ્રહ્મને ઉપાસું,
સૃષ્ટિ નિયમ નિર્ખિ નિત્ય ચિત્તમાં ઉલ્લાસું;
મંગળ યશ ગુણ ગાઇ વાણિને વિલાસુ. એક૦ ૧
આત્મશ્રેય પ્રાપ્તિનો નાથ હું પિયાસુ,
પરમ પ્રેમ ભક્તિમાં હું ચિત્તને અધ્યાસું. એક૦ ૨
સત્ય ધર્મ ધારિ જ્ઞાન દીપને પ્રકાસું,
પ્રભુ કૃપા દ્રુમોલ્લતા, નિચે સદા નિવાસું. એક૦ ૩

પદ.

મંગલમય પરમ દેવ, દર્શન શુભ દેશો;
તવ કૃપાથી દૂર થાય, દુરિત કર્મ દોષો. મંગલ૦
વિનતિ કરિયે વિશ્વનાથ, જોડી અમે ઉભય હાથ;

કૃતિ અમારિ માત તાત, નવ કદાપિ જોશો. મંગલ૦
પ્રણમિ પ્રભૂ સમીપ જાય, પાવન સહુ પ્રાણી થાય;
સ્તવન ભજન ભક્ત ગાય, દેશો હૃદય તોષો. મંગલ૦
વદિયે અમે ધન્યવાદ, માગિયે પ્રભુ પ્રસાદ;
પામિયે નહિં વિષાદ, આશિષ શુભ દેશો. મંગલ૦
કરિયે પ્રભૂ પદે પ્રણામ, જપિયે શુભ તમારૂં નામ;
પૂર્ણ કરી સર્વ કામ, પ્રસન્ન વદન રહેશો. મંગલ૦

પદ.

સર્વે ગુણ સંપન્ન સ્વામીરે, સ્તવું તુંને અંતર્યામી. ધ્રુવ૦
જય જગત્રાતા વિશ્વવિધાતા, સદગુણદાતા મહેશ. ૨
મહા મુનીશ્વર તુજ ગુણ ગણતાં, પાર ન પામ્યા લેશ. ૩
એક અનીત અદ્વિતીય તમે છો, પુરણ બ્રહ્મ પરેશ. ૪
અદભૂત તારી કૃતીઓ જણાયે, વિશ્વ વિશે વિશ્વેશ. ૫
ઓ પ્રભૂ તારી પ્રભૂતા મોટી, વાણીથી નવ વર્ણાય. ૬
પરમ કૃપાળુ પરમ પ્રેમાળુ, પરમ ન્યાયી છો સદાય. ૭
નમી નમીને પ્રેમ થકી હું, વિનવું જોડી હાથ;
મોક્ષ ગતિ મને આપો પ્રભૂજી, શરણે આવ્યો છું નાથ. ૮

પદ.

જય જગપાળ દયાળ હરિ તું અમને સુમતિ દે કરૂણા કરી તું. જય.
જેથી અમે તારૂં ચિંત્વન રોજે કરીયે ઉલટથી મગન રહી મોજે. જય.
સૂરજ ચંદ્ર ગગનના તારા, અદ્ભૂત એ છે ચમત્કાર તારા. જય.
ભોગવીયે સૂખ અહીં તુજ નામે ઠરીયે નીરાંતે પછી સ્વર્ગ ઠામે. જય.

'ભજનસાગર'

પદ.

જય જય જય જય જગદાદિ કારણ,
સત્ય એક અખંડ અનાદિ સબળ સર્વ સૃષ્ટિ તારણ. જય.
સર્વાશ્રય સર્વ સેવ્ય સનાતન, સચ્ચિદ્ઘન સર્વ તાપ હરોરે;
તવ કરૂણામૃત પાન પિયાસિત, કરિયે અમે તમને નમ્ર પ્રાર્થન, જય.
દીનવત્સલ દીનબંધુ દયાળ, દેવ સદા દયા દૃષ્ટિ કરોરે;
અસત્ થકી સન્માર્ગે વિચારવા, આપો પ્રભુ તમે સત્ય સાધન જય.

સત્ય તમે સર્વ સૃષ્ટિ નિયંતા, નિયમ થકી તમે કદિ ના ફરોરે;
પુણ્ય પ્રાણી પૂણ્ય ધામે વિરામે,પામે પાપી જન યોગ્ય સાસનરે. જ.
મંગલ ગુણ યશ મંગલ મહિમા, ગાવા સદા સદ્દવૃત્તિ પ્રેરોરે;
પ્રેમ થકી સર્વ પ્રણત જનોનુ, કરશો કૃપા નિધિ નિત્યપાલનરે. જય.

પદ.

જય જય જગ કર્તાર ભવ ભર્તાર તું ભગવંત છે;
અત્યંત તું શ્રીમતને ઐશ્વર્યવંત અનંત છે.
તું તારનાર ઉગાનાર નિવારનાર અનીષ્ટ તું;
તું સ્થાપનાર ઉથાપનાર તું આપનાર અભીષ્ટ તું.
તું સકળ સ્વામી અમલ નામી ધામી અવિચલ ધામનો;
શશી સૂર્ય શૈલ સમુદ્ર સૌ સ્રજનાર તુંજ તમામનો.
પ્રભુ તુજ ચરિત્ર વિચિત્ર ચિત્રજ ચિત્ર જગત પવિત્ર છે;
ધુની વાયુ વારી પ્રવાહિની દશ દીશ તુજ વાજીંત્ર છે.
તું તૃણ તણો પર્વત કરે, પર્વત તણું તૃણ તું કરે;
સ્મરતાંજ સત્ય સહાય થઇ, તું હદ વિના હરકત હરે.
તુજ સકળ માયા સકળ સ્થળ, પ્રભુ પ્રબળ બળછે તુજ તણું;
ઘટ ઘટતણી ઘડી સુઘડ ઘટના, ઘટિત કાર્ય કર્યું ઘણું.
ભવ ભીતનો ભય ભાંગીને, ભવ સુખ ભરે ભગવાનતું;
ગુણ ગાન સુણીને કાનથી, દેછે અમર પદ દાનનું.
પ્રભુ ગરીબના પોકાર તું સુણનાર સત્ય સમર્થ છે;
બકવાદ તુજ જશ બાદ વાદ, વિવાદ સઘળા સમર્થ છે;
તું એક ઇશ હરેક જનનો નામ ભિન્ન હરેક છે;
તું સર્વની અરજી સુણે છે, નિયમ તારો નેક છે;

પદ.

ગોવિંદ તારા ગુણ શા શા ગાઉં,
હોજીરે સાગર ગુણ ભરીયો જીરે.
નવસે નવાણુ પુર્યા નવા નવા ચીર વ્હાલા,
દ્રૌપદીની વ્હારે ચટ ચડીયો. હોજીરે.
ઇન્દ્રે કોપીને વૃષ્ટિ, વૃજમાં કીધી ત્યારે,
ટચલી આંગળીએ ગિરીવર ધરીયો. હોજીરે.
કણના કોઠાર ભરિયા, લુંટયા રંકે આ ઘડીરે,

ભમણો કણુ નિધી ક્ષણુમાં કરીયો. હોજીરે.

' અંબરિષ '

પદ.

સૌથી સુંદર છે મારો નાથ, મારો નાથ, મારો નાથરે;
ભક્તિ મણીએ દાસ કૃષ્ણુનાજી,
ગુણુ સાગર એ, નટવર નાગર;
મોહી અમર વરને સોંપ્યો હાથ. (૩) રે ભક્ત૦
વરવાને મન ના ભાગતો તન,
સંસારે કરીશું એનો સાથ (૩) રે ભક્ત૦

'અંબરીષ'

પદ.

જેને હૃદય રમે રામ, ભય તેને ન ભાસે,
સૂર્ય પ્રકાશિત થતા, અંધકાર નાસે. જેને૦
અમૃત પ્યાલો પીતાં, જરા મરણુથી તે ન બિહુતા,
સંકટ શિયાલના થઇ ચિત્તા, વિચરે ભવ પ્રવાસે. જેને૦
શ્રેય સદા શ્રીહરી કરે, ભક્ત ચિંતા શીદને ધરે;
શરણુ થઇ નિડર ફરે, હીંમતથી હુલાસે. જેને૦

" અંબરીષ "

પદ.

શું કહું સ્યામરે (૨) વ્હાલા તું દયાળુ પૂર્ણ કામછે. શું કહું.
સુકેશી સળગી જાશે, જગમાં તુંજ હાંસી થાશે;
અમ્બરીષનો કયાં ભગવાન છે. શું કહું સ્યામરે.
મંજારી બાળ ઉગાર્યા, પાણીમાં પથ્થર તાર્યા;
હરીજન દુઃખ હરવા તારૂ કામ છે. શું કહું સ્યામરે.
અગ્નિમાં સત્તા તારી, મહેનત શું થાતાં વારી;
જળ સ્થળ એ સઘળું તારૂં ધામ છે. શું કહું સ્યામરે.

'અંબરીષ'

પદ.

હું ભજન કરીશ હરીનું સદા સૂખે. ભજન૦
આ સંસાર આગસમ લાગે
મિથ્યા ફાંફાં મારી હારી. ભજન૦
છોડો ક્ષમા લાવી મને, ઝટ આહિથી જાવા દિયો,
સંતો તણા સહવાસમાં, ગુણ કૃષ્ણુના ગાવા દિયો. ભજન૦

' સુરદાસ.

પદ.

વિષય વાત મમ માત તજીને, કૃષ્ણ ભજન તું કરવા દે,
ધર્મ વૃતિએ ધરણીધરનું ધ્યાન ધૃત્તિથી ધરવા દે.
અધમપણાને અલગ રાખી, ભંડાર ભક્તિના ભરવાદે,
નટવર નામનું નાવ મલ્યું છે તો ભવ સાગર તરવાદે.
નાશવંત નર નામ છોડીને, અક્ષય વરને વરવાદે. વિષય૦
' સુરદાસ. '

પદ.

નાથ ત્વરિત સેવકને તારો નટવર ઉરની ઉપાધિ નિવારો. ટેક.
કરમ કર્યાં છે અધમ હજારો, માફ કરો અપરાધ એ મારો. નાથ.

સાખી.

મુજ મન ભમરાએ કરી, જાળવવા રસ રીત,
અવિનાશી પ્રભુ આપના, પદપંકજમાં પ્રિત. નાથ.
' સુરદાસ. '

પદ.

તારો મુજને હેતેથી ગૃહી હાથરે ગુરૂજી.
ગાઉ પ્રભુ આનંદે ગુણ ગાથ હોજી;
આશરો મારે તો સાચા એક ગુરૂ આપનો છે,
સ્તુતિ કરૂં છું સ્નેહ સાથ હોજી,
છે નહિ મારે આશા ધન ધરા ધામની રે.
ગુરૂ મંત્ર આપો કૃપાનાથરે ગુરૂજી. તારો.
' સુરદાસ '

પદ.

સેવકની અરજી સુણી ધીરા વગર વિલંબે ધાઓ,
દયા દીનપર દીનદયાળુ, લાલ ઉમંગે લાવો.
વૃજ વલ્લભ છો મૂજને વ્હાલા.
કિંકર હું કરૂં કાલા વાલા, આ બાલકને બચાવો, સેવક૦
કરો સજીવન સ્નેહ ધરીને, મદન પ્રભુ મ્હારા;
નિરધાર નરનાં દુઃખોને નટવર કરજો ન્યારાં,
અવિનાશી આધાર તમારો,
અવર કોણ છે કહો અમારો, પરચો નાથ બતાવો.

પદ.

દાસ પરે દયા લાવો રે,

દયાળુ દેવા દાસ પરે દયા લાવો. ટેક.
સંસારી સંબંધ તોડી, જીવ આપ ચરણે જોડી;
હું તો બની બેઠો બાવો બાવો રે. દયાળુ૦
આંખો વિના સંકટ આવું, ખાડામાં ગોથાં ખાઉં;
વારે અવિનાશી આવો આવો રે. દયાળુ૦
'સૂરદાસ'

પદ.

ગુણોનું ગાન કરૂં ગિરિધારી,
ધારિ ઉર હામ સ્યામ સુખકારી. ટેક.
ભુદર મુજને ભક્તિ આપની પ્રાણુથકી છે પ્યારી,
વારવાર જઉં વારી વહાલથી, મદન મોહન મનોહારી. ગુ૦
'સૂરદાસ'

પદ.

ગાઉં ગાઉં ગુણ પ્રભુના, યશ વિભુના, સ્નેહ ધરીને;
શુભ મતિ આપો દયા કરીને;
નામું શીશ હે જગદિશ પ્રેમ ધરીને. ગાઉ૦
દૈત્યોના સંહાર માટે, દેવો તણા કોડ પુરવા કાજે;
અવનિમાં અવતાર ધારી, ભક્ત ઉદ્ધાર્યા,
વંદન કરૂં હું શ્રી હરિને. ગાઉ૦
'સૂરદાસ'

પદ.

કૃષ્ણ કૃષ્ણ નામ, બોલ બોલરે મન દીવાના. કૃષ્ણ૦
કૃષ્ણ કૃષ્ણ ભજ, બીજી ખટપટ તજ, સમજ સમજ તજ બ્હાના;
ચંચલ બનીને નાસતું ફર કાં? નાણાં શાં પડે તને નાથનાં
નામ લેવાનાં? બોલ૦
'સૂરદાસ'

પદ.

કૃષ્ણ નામ લેતાં, કાંઇ નથી દામ દેવું,
કૃષ્ણ સ્પર્શ મણી ગૃહી અમૂલ્ય સુખ લેવું. કૃષ્ણ.
ત્રીલોકીના તત્વરૂપ, કૃષ્ણ સ્વરૂપ ગૃહેવું;
ભક્તિ સુધાપાન કરી, નિત્ય ત્રપ્ત રહેવું. કૃષ્ણ.
રાગ દ્વેષ તજી સજી, સર્વાત્મ ભાવે વહેવું;
ગુરૂ કૃપાએ સમજી, સદા કૃષ્ણ શરણ રહેવું. કૃષ્ણ.
'અંબરીષ'

## પદ. રાગ આશાવરી.

તુમ બિન કોન હમારો, પ્રભુજી. ધ્રુવ૦
હોય અસતકે હમ અનુરાગી, હીતકર સત્ય વિસારો;
દિવ્ય ગ્યાન બિન અંધ ભયે હમ, સુઝે ન સાર અસારો. તુમ૦
કબહુ ન બૈઠ છનિક નિર્જનમે, સરલ પ્રેમ ઉપહારો;
ભવસાગર દુઃખ સહન સકત અબ, ડૂબત જાત ઉબારો. તુમ૦
દીન હીન અરુ કૃપાપાત્ર લખી, કરૂણા હસ્ત પ્રસારો;
પાપ બિકાર હરો સબ મનકે, જયોં જાનો ત્યોં તારો. તુમ૦

'પ્રાર્થના સંગીત'

## પદ.

નથી જગતમાં સાથ સંબંધી વિના ત્રીભોવન નાથ;
શું ફોગટ ફાંફાં મારે મૂરખડા, ભરે આભથિ બાથ.
કમલ પત્રપર જળબિંદુને સુકાતાં શી વાર,
શ્રાવણની જળ ભરિ વાદળીઓ વિખરાતાં શી વાર;
જીવતર સમજવું તેવું આખર ન લેવું દેવું.
જીવ જવું છે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ,
પંથી જીવ પામી ગયો નરભવ નગર બજાર,
સોદાગર સમજી જઇ કરો પૂન્ય વેપાર;
જીવ જવું છે ખાલી હાથ અંતમાં પાપ પુન્ય સંગાથ.

'ઉમાદેવડી'

## પદ. ભેરવી.

જો તન રચો સમાન, દયા સો નનન પુકાર;
તોહે ના બિસારૂ સદા મે, ગાય ગાય ધાય ધાય.
તેરો નામ નિરંકાર લખિ ના જાત માયા ઉપકાર,
સુરનર મુન બિરમા બિસ્નુ આદ શંભુ ધરત ધ્યાના.

* * * * * *

તેરો નામ માયા મન તેરો નામ માયા હયે,
તુંહિ વાયુ તુહિં તેજ ચંદ્ર સૂર્ય સબહિ તુંહિ;
જહાં જહાં દેખિયે વહાં, તુહિં તું સમાયા હૈ. તેરો૦

'મૌલાબક્ષ સીરીઝ'

### પદ. સિંધ ભેરવી તા૦ તેવરા.

હર હર જગે મોજૂદ હુયે પર વો નજર આતા નહી,
કોઇ યોગ સાધન બિના બિસકો કભી પાતા નહી;
સંગીત વિદ્યાસે અગર કુછ લાભ હોમ દે નજર,
ફીર ફીર જગતમે સ્વામિકે ગુણવાદ કયું ગાતા નહી.

### પદ.

પ્રભુ દીનદયાળુ તું છે માયાળુ કરૂણ કૃપાળુ રે,
વિનતિ ધ્યાન ધરો, આશા મારી પૂર્ણ કરો;
દીકરી ને ગાય દોરે ત્યાં જાય, રંક બિચારીનો નહી ઉપાય,
એક આધાર છે તારો કિરતાર,
આપ શરણે પડયો છું ચરણે, હાથ માગુ સહાય તારી. પ્રભુ૦
અરજ સ્વિકારી વૃજ વિહારી, જન્મ સુધારી મોરારી.

### પદ.

શરમ રાખજે તું સ્યામ પૂરા પ્રેમથી રે,
પુરા પ્રેમથી રેમથી નેમથી રે (શરમ)
દીલની દાઝ તું લેનાર, નિરાધાર જાણી,
ભૂખ્યા ઉઠાડે, સુવાડે તું ન સારંગપાણી;
બધી ચિંતાનો ભાર ઉતારે પ્રમાણી.
લેછે સંભાળ તું સંસારની જન પ્રાણી. બધી૦
વા............વારે સામળીયા, કામળીયા. શરમ૦

### પદ.

વખત વિચારો શ્રીહરી તમે આવો મારી વારે,
તમે આવો મારી વારે, તમારી મૂજને સહાય ત્રીકમ તુરત ધારે,
તમે સહાય કરી સો ઠામ ભક્તની ભીડ ભાંગીરે ભીડ ભાંગી;
કેમ કરોછો વાર બિરદ બેઠા ત્યાગીરે શું ત્યાગી,
નથી કોઇ માને બાપ મારા તુજ પ્યારે રે તુજ પ્યારા;
નથી કોઇ બંધુ બ્હેન સખા એક વણુ તારા,
પ્રૌઢ દુઃખ તો પડયુ (૨) પ્રભુ વ્હેલા આવો વ્હેલા આવો;

કેમ નહી આવો નાથ, શરણુ વત્સલ કહાવો.
સતી દ્રૌપદી ચીર પૂર્યાં લજ્જા રાખી, લજ્જા રાખી,
થંભ ફાડી પ્રલ્હાદ ઉગાર્યો જગ શાક્ષીરે જગ શાક્ષી;
ધ્રુવ અને અંબરિષ (૨) વધારા બહુ નામી રે બહુ નામી.
ગજેન્દ્ર કીધી સહાય, ગ્રુડ માર્યો સ્વામિ,
શીદ વાર કરો નવ નાથ ઘટે, કહો આપ વિના દુઃખ કોણુ કટે;
રતના કરની દુટિતા રોકતી, જનની તુજને મુજ છે વિનતિ;
તન માતને હોય વધુ ગમ તો, જનુની નવ રોક તું કાળ જતો.
મુને મારશે નાથ (૨) લજ્જા કોની જાશે કોની જાશે,
એ વિચારો વાસુદેવ, ઉભો અહિ તુજ આશે;
તમે સહાય કરી સો ઠામ ભક્તની ભીડ ભાગીરે ભીડ ભાગી. કેમ૦

'ચંદ્રહાસ'

પદ.

જય જય સચ્ચિદ્ઘન આનંદ, જય જય કૃપાકાન્ત સુખનંદ;
જય જય જગદીશ્વર જગવંદ, પ્રણુમે સકલ ભક્તજન વૃંદ.
જય જય જગદાધાર દયાળ, જય જય પ્રણુત ભક્ત પ્રતિપાળ;
જય જય માત તાત ને ભ્રાત, જાણો સકળ હૃદયની વાત;
જય જય વિશ્વંભર વિશ્વેશ, હરશો પાપ તાપ નિઃશેષ;
જય જય ભવતારક ભગવાન, આપો તમે અભય વરદાન;
જય જય સકળ સૃષ્ટિ આધાર, કરશો કૃપા સદા વિસ્તાર;
જય જય કરૂણાસિંધુ કૃપાળ, દેશો દર્શન દીન દયાળ;
જય જય જ્યોતિર્મય જગદીશ, આપો શુભ મંગલ આશીષ;
જય જય જય જય જગરાય, લાગે સહુ જન મંડલ પાય.

'પ્રાર્થનામાળા'

## આરતી.

જય દેવ જય દેવ જય ભગવન દેવા પ્રભુ જય ભગવન દેવા,
ભક્તિ પરાથી તમારી (૨) કરૂ નિશદિન સેવા. જય.
વૃક્ષરૂપી સંસાર વિભુવરથી વ્યાપે (૨)
જન્મ મરણુ જીવ પામે કર્મથી સંસારે. જય.

પ્રભુનો પાર અપાર ઋષી મુનિ નવ પામ્યા (૨)
સ્તુતિ ગુણ ગાઇ તમારી મન થકી વિશ્રામ્યા. જય.

સર્વ સ્થળે પ્રભુ વાસ સત્ય કરી જાણુ (૨)
એ અતિ ઉત્તમ વિધીનું (૨) આવાહન માનું. જય.

લીલા તારી અપાર અદ્‌ભૂત અતિ ભાસે (૨)
અતુલ પરાક્રમ તારૂ (૨) નવ વર્ણન થાશે. જય.
રવી શશી વન્હી પ્રકાશ, જ્યાં કદી નવ જાશે (૨)
ત્યાં પ્રભુ સ્વયંપ્રકાશે (૨) સચ્ચિદ્‌ઘન ભાસે. જય.

શાંન્તાકારં શરણ્ય શિવ શુભ ગુણ તારો (૨)
ભવ મોહાબ્ધ થકી પ્રભુ (૨) કર ગ્રહીને તારો. જય.
અકળ કળા ન કળાય કરૂણામય તારી (૨)
દયા કરી મૂજ દીનને (૨) મતિ આપો સારી. જય.

ભવ તારક ભગવાન ભક્તિ કરૂં તારી (૨)
બ્રહ્મા ધ્યાન પરાયણ (૨) વૃત્તિ રહો મારી. જય.

અતિશય છે અપરાધ અતિ લજ્જા પામુ (૨)
કેવળ કૃપા સ્વભાવે (૨) પ્રભુ જોશો સામું. જય.

પૂર્ણ કૃપાથી નાથ, નિર્મળ મન કરશો (૨)
પ્રેમ ભક્તિ તમારી (૨) હૃદય વિષે ભરશો. જય.
પ્રેમ પુષ્પની માળ, પ્રભુને શુભ ચરણે (૨)
અર્પણ કરી દ્રઢ શ્રદ્ધા (૨) થકી રહીયે શરણે. જય.
પ્રેમ પાત્ર ભરી પૂર્ણ ભરૂ શ્રદ્ધા જળથી (૨)
પાદ અર્ઘ અર્ચન વિધિ (૨) કરૂં નિર્મળ મનથી. જય.
પરમેશ્વર પ્રણીધ્યાન, ધરી નિત્યે મનમાં (૨)
ગન્ધ પુષ્પ ભક્તિનાં (૨) અર્પુ પ્રભુ પદમાં. જય.

સકળ વિશ્વમાં વ્યાપ્ત, પ્રભુ સત્તા ભાષે (૨)
સુંદર નિયમો નિરખી (૨) ચિત્ત નિત્ય ઉલ્લાસે. જય.
મંગળમય મહારાજ મંગળ પદ આપો (૨)
કૃપા કરી મુજ શિર્ષે (૨) હસ્ત મસ્તક સ્થાપો. જય.

પરમાત્માનું ધ્યાન હ્રદય વિષે ધારૂ (૨)
અતિ ઉપકાર તમારા (૨) કદી નવ વિસારૂં. જય.
અભિવંદન કરી નાથ ધ્યાન ચિત્તે ધરીયે (૨)
પ્રેમ તણી પુષ્પાંજળી (૨) ચર્ણાર્પણ કરીયે. જય.
એકાગ્રેથી ધ્યાન ધારૂ હું ચિત્તે (૨)
પ્રેમ પુષ્પ વધાવું (૨) પ્રભુ શિર્ષે નિત્યે. જય.
વૃક્ષ વેલી ફળ પુલ અતિ સુદર શોભે (૨)
પ્રભુ ગુણ ગણના કરતાં (૨) મન વાણી થોભે. જય.
હીન જન દોષ દયાળ નવ લક્ષે લેશો (૨)
દુર્મતિ ટાળી દયાનિધિ (૨) પ્રભુ સન્મતિ દેશો. જય.
ધન્ય તમે મહારાજ મંગલ ગુણ ધારો (૨)
અતિ દુસ્તર દુર્ગમ આ (૨) ભવસાગર તારો. જય.
દર્શન દો મહારાજ દીન વત્સલ દાતા (૨)
વિનય થકી વિનવું છું (૨) વિશ્વ પિતા માતા. જય.
અલ્પ આરતિ આજ પ્રેમ થકી કરીયે (૨)
તરવા ભવજળ પાર (૨) ધ્યાન પ્રભુનું ધરીએ. જય.
નમી દંડવત નાથ નિત્ય તમને ભજીએ (૨)
મંગલકારી તમારૂં (૨) નામ મૂખે જપીએ. જય.

'પ્રાર્થનામાળા'

પદ.

હું છું બાળક જગના પાળક નમન કરૂં નિરાકારી;
ત્રિવિધ ટાળક ભક્ત ઉદ્ધારક, શરણાંગત છું ભાળી.

'મદાલશા'

પદ.

મારે ખરો આશરો તારો રે શ્રી ગીરિધારી,
આ અવસર સાચવો મારો રે શ્રી ગીરિધારી;
મધ્ય મેરામણ ડુબતો, ગોથા ખાતો તાર,
નથી કોઈ રખવાળજી, વાર તારી કિરતાર;
અવિનાશી અરજી ઉર ધારો રે. શ્રી ગીરિધારી.

પદ.

હરી ૐ હરી ૐ, અખિલ જગના સ્વામી,
પ્રભુ તું અંતરયામી, નમન કરૂં શિશ નામી;
પૂત્રરૂપે પ્રગ્ટીને દેહુતી પ્રભુ તારી (૨)
પદરજને પ્રતાપે અહલ્યા ઉદ્ધારી. હરી૦
ધ્રુવ અને અંબરિષ અવિચળ પદ પામ્યા,
પ્રભૂ ભક્તિ પ્રતાપે, ઋષી મૂની વિરામ્યા. હરી૦
ભક્ત જનોની ભીડ હરવા હરી તમે ધાયા;
નિરાકાર સાકાર બન્યા કરી માયા. હરી૦

પદ.

સૃષ્ટિમાં છો સહાયક શંભુ તમે શંકર ત્રિપુરારિ;
હરીહર શંકર ત્રિપુરારી, હરીહર શંકર ત્રિપુરારી. સૃષ્ટિ.
કૈલાશવાસી સ્વયંપ્રકાશી, અનંતરૂપ ધારી,
હરીહર અનંતરૂપ ધારી, હરીહર અનંતરૂપ ધારી. સૃષ્ટિ.
જીવોના ઉદ્ધાર અર્થે માયા વિસ્તારી,
હરીહર માયા વિસ્તારી, હરીહર માયા વિસ્તારી. સૃષ્ટિ.
નિરાકાર નિર્વિકાર માયા વિસ્તારી,
હરીહર માયા વિસ્તારી, હરીહર માયા વિસ્તારી. સૃષ્ટિ.

પદ.

જય જય રામ કૃષ્ણ હરે જય જય રામ કૃષ્ણ હરે,
ધરણીધર નટવર ગીરીધર માધવ મુકુંદ મોરારી. જય.
ચક્ર ગદાધર અધર સુધાર વિઠ્ઠલ વિશ્વ મોરારી. જય.

પદ. ઉપજાતિ.

તમે પ્રભૂ સર્વ પિતાજ માતા, તમે સખા બંધુ તમેજ ધાતા,
વિદ્યા મતી સદ્દગતિ શાંતિદાતા, તમે પ્રભુ પ્રાણી સમસ્ત ત્રાતા.

'પ્રાર્થનામાળા'

### પદ. શાર્દુલવિક્રિડિત છંદ.

સાષ્ટાંગે નમિને પ્રણામ કરિયે, સર્વેશ સર્વેશ સચ્ચિદ્દ્ઘના,
અંતર્યામિ વિદિત સર્વ તમને, જીવો તણી કામના;
દોષો છે અગણિત થી ગતી થશે, અંતે અમારી પ્રભૂ,
રાખીયે કરૂણા દયા તુજ તણી આશા અમે તો બહુ.
ત્રાતા છો પ્રભુ આપ સર્વ જીવના, શર્ણે સદા રાખશો,
લોકોના ઉપયોગી કાર્ય કરવા રૂડી મતિ આપશો.

### પદ.

શાંતિકર કૃપાળુ હો, પ્રભૂ દિન દયાળ;
કોઈ તેરી કુદરત, દેખે કયા હે મજાલ. શાંતિ૦

અંતરો

મેરી તો અલ્પમતિ અસ્તુતિ કરનેકા તું દે ખ્યાલ. શાંતિ.
પાપ કર્મ પરહરો, દુઃખ સબ દુર કરોને હાલ. શાંતિ.
પ્રતિદિન પ્રાણી માત્ર, પોષણ કરો તુમ મયાલ. શાંતિ.

'મોલાબક્ષ સીરીઝ'

### પદ.

નમસ્તેઃ નમસ્તેઃ નમસ્તે પ્રભૂજી,
નમસ્તેઃ નમસ્તેઃ અખંડા વિભૂજી;
નમસ્તેઃ નમસ્તેઃ સદા કષ્ટ હારી,
નમસ્તેઃ નમસ્તેઃ પ્રભૂ નિર્વિકારી.
નમસ્તેઃ નમસ્તેઃ પ્રભૂ દીન બંધુ,
નમસ્તેઃ નમસ્તેઃ મહા જ્ઞાનસિંધુ;
નમસ્તેઃ નમસ્તેઃ પ્રભુ દીન દાતા,
નમસ્તેઃ નમસ્તેઃ ચિદાનંદ ધાતા.
નમસ્તેઃ નમસ્તેઃ વિભૂ વિશ્વ કર્તા,
નમસ્તેઃ નમસ્તેઃ સદા સૃષ્ટિ ભર્તા;
નમસ્તેઃ નમસ્તેઃ નિરાકાર દેવ,
નમસ્તેઃ નમસ્તેઃ પ્રભુ એક મેવ.

નમસ્તે: નમસ્તે: વિભૂ વિશ્વપાળા,
નમસ્તે: નમસ્તે: દયાળા કૃપાળા;
નમસ્તે: નમસ્તે: અનાધંત દેવા,
નમસ્તે: નમસ્તે: વિભૂ ઇષ્ટ દેવા.
નમસ્તે: નમસ્તે: કૃપાનાથ ત્રાતા,
નમસ્તે: નમસ્તે: વિભૂ હે અજાતા;
નમસ્તે: નમસ્તે: વિભૂ વિશ્વ ભૂપા,
નમસ્તે: નમસ્તે: સદા શાંત રૂપા.

'ભજનસાગર

પદ.

શાંતિ શાંતિ શાંત પ્રભુ, શાંતિ સદા આપો;
પરમ કૃપા કરી કૃપાળ કલેશ કષ્ટ કાપો. શાંતિ૦
શરણુ આવી વિશ્વનાથ (૨) વંદન કરી જોડી હાથ;
સર્વ જપે ભક્ત સાથ, શાંતિ સુખ આપો. શાંતિ૦
કરૂણામય દૃષ્ટિ કરો (૨) હૃદય તિમર સર્વ હરો;
મનવાંછિત અર્થ પુરો, સૂણી તમે વિલાપો. શાંતિ૦
જપી તમારૂં પૂર્ણ નામ, કરીયે તમને પ્રણામ;
સત્ય શુદ્ધ ધર્મ, સકળ દેશ વિષે સ્થાપો. શાંતિ૦

'પ્રાર્થનામાળા'



